# કુસુમ માળા.



લે ! કુસુમમાળ તું ધાર !! હૃદયે હેત ધરી...
સુંદર ! કુસુમ સમ વદન મનોહર, મદન સદન સમ કાય :
સ્વીકારી પ્રેમ પુષ્પ માળને, હે આલીંગન સુખ થાય !
“ માનુની યૌવન મદ છલકાય ” “ચંપક.”

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

## પ્રેમ ચુંબન.




મધુરું ! પ્રેમ ચુંબન દે !! હૃદે હૃદય લગાવી લે ! મધુરું !
[illegible] ઉપવન ખીલ્યું અતી સુંદર, ભ્રમર કરે ગુંતર:
[illegible] નયન મિલાવી લે ! પછી ચુંબન લે ! ચુંબન દે !!!

"ચંપક"




શ્રી પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી આજ અમે અમારા સાહીત્યપ્રેમી ગ્રાહકોના સુરસિક કરકમળમાં અમારો “પુષ્પહાર ”સીરીઝનું દ્વિતિય પુષ્પ મૂકવા શક્તિવાન થયા છીએ તે માટે તેનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

જણાવવાને આનંદ થાય છે અમારા ઉદાર ગ્રાહકો ચાલુ મસ દરમ્યાન ગ્રાહકો વગેરેની પુરતી મદદ આપતા રહ્યા છે અને અમને સંપૂર્ણ આશા છે કે હવે પછી પણ ગુણજ્ઞ ગ્રહાકો “ પુષ્પહાર ” તરફની પોતાની કૃપાદૃષ્ટી ચાલુ રાખી ગ્રાહકોમાં વૃદ્ધિ કરશેજ. છેવટે અમારા સ્નેહીઓ અને શુભેચ્છકો જેમની કીમતી મદદથીજ “ પુષ્પહારના ” આ બે “ પુષ્પો ” સૌંદર્યપૂર્ણ થઇ વિકાસ પામી શકયા છે તેમનો આભાર માની અને તેમની “ પુષ્પહાર ”તરફની કૃપાદ્રષ્ટી ચાલુ રાખવાની એક નમ્ર વિનંતિ કરી વિરમીએ છીએ.

લી. આપનો સ્નેહાભિલાષી.

વિશ્વવિહારી.

# મિત્રમંડળ વિષે.

અમારા ઉત્સાહી ગ્રાહકોએ ચાલુ માસમાં અમારી "મિત્રમંડળની" યોજનાનો સંપૂર્ણ લાભ લીધો છે. મણીલાલ. યુ. પંડયા. મદ્રાસ અને હરીશંકર કૃષ્ણારામ દવે. ઉમરેઠ. અમૃત એમ. શાહ એ બંધુઓએ ઉત્સાહથી ગ્રાહકો વધારી અમને મદદ આપી છે માટે તેમનો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે. આશા છે કે દરેક સુજ્ઞ ગ્રાહક તેમની માફક મદદ કરી અમને ઉત્સાહી કરશે. દ્વિતિય પુષ્પ સાથે પણ મિત્રમંડળના કાર્ડો અને હેંડબીલો અમારા ગ્રાહકોને મોકલ્યા છે તો પોતાના સ્નેહી મંડળમાં તેનો ફેલાવો કરી ઇનામનો લાભ મેળવશે.

**એક નવી યોજના—**

વળી આપ પોતાના શહેરના આબરૂદાર અને સાહિત્યપ્રેમીઓના માત્ર દસ નામ અને સરનામા અમારી ઉપર મોકલી આપો એટલે અમે કાર્યાલયના વિનંતિ પત્રો અને ઓર્ડરફોર્મો તેમની ઉપર મોકલીશું. દસમાંથી જેટલા નામો ભરાઇ આવશે તેના પ્રમાણમાં અમે નાના મોટા વાંચવા લાયક પુસ્તકો વગેરેના ઇનામો મોકલીશું.

**રોકડા ઇનામો—**

જે ગ્રાહકોને મિત્રમંડળ અને આ નવી યોજનામાં દાખલ થવું નહિ હશે તો તેમને તેમણે વધારેલા ગ્રાહકોના બદલામાં રોકડા ઇનામો આપવાની ગોઠવણ કરવામાં આવી છે.

**નિયમો:—**આગલા પુષ્પમાં જણાવ્યા મુજબ—

પત્રવ્યવહારનું સરનામું **પુષ્પહાર ઓફીસ.**

બેગમપુરા-**સુરત.**






# સંતોના ઝુંપડાં?

( અત્યુતમ પદ મિત્ર તણું ) એ લય

ક્યાં છે આજે આર્યભૂમિમાં સંતોના ઝુંપડાં ?
સહુ સ્થળ મેં ખોળ્યા બહુ પ્રિતે શુન્ય બધું દેખાય-ક્યાં
જ્યાં મંત્રના પ્રતિધ્વની થતા ને વેદ ગર્જન ચાલતુ
વળી અગ્નિહોત્રી સળગતી તે સ્થળ મનોહર ચાલતુ
ઉત્તમ મંત્ર વીધિથી જ્યાંહી અર્ધ્ય બહુ અપાય—ક્યાં
જ્યાં બ્રહ્મચારી સેવના બહુ ગુરૂ તણી પ્રીતે કરે
ને વેદનું અધ્યયન કરીને જીવનને રસથી ભરે
જો સ્થળ એવું જાય મળી તો જીવન મૂક્તિ સધાય—ક્યાં

વિનોદગૃહ.
સૂર્યપુર } ચંપકલાલ જી. જરીવાલા.




( લેખકઃ—**છગનલાલ મેતાપભાઈ ખંભાતી સુરત.** )

## પ્રથમ પરિચ્છેદ.

હું તથા મારી સ્ત્રી સ્ટીમર મારફતે **ખુલના** જતાં હતાં હમો જે રૂમમાં બેઠાં હતાં તે રૂમ મેં અગાઉથી રીઝર્વ કર્યો હતો. પરસ્પર વાર્તાલાપમાં દિવસના બે પ્હોર વ્યતિત થઇ ગયાં અને સન્ધ્યા સમય પણ થવા આવ્યો. તે વખતે મારી પત્ની નિદ્રાદેવીને સ્વાધીન થઇ ગઈ હતી. દરિયાની ખુલ્લી અને સાંજ સમયની ઠંડી મનોરંજક હવાની આકાંક્ષાથી હું રૂમ બહાર છત ઉપર આવી ઉભો રહ્યો. તે સમયે સ્ટીમર મનિકનો ઘાટ છોડી ચુકી હતી. મારા રૂમની અંદર બેઠાં બેઠાં મેં ધાર્યું હતું કે સુર્યાસ્ત થઈ સંન્ધ્યા સમય થવા આવ્યો છે. પરન્તુ બહાર આવી જોયું તો સુર્યાસ્ત થવાને થોડો સમય બાકી હતો. દીર્ઘ દષ્ટિથી પ્રકૃતિદેવીની અવર્ણનિય સૌન્દર્યતા નિહાલવામાં હું તલ્લિન બન્યો એવામાં કોઇ અપરિચિત મનુષ્યે આવી મને પગે લાગી દંડવત પ્રણામ કર્યો. મેં મારી આંખપરથી દૂર જોવાના ચસ્મા કહાડી તે યુવક તરફ જોયું ધારી ધારીને પુનઃ પુનઃ જોયું પરંતુ અગાઉથી મેં તેને કોઇ પણ સ્થળે જોએલો સ્મરણમાં આવ્યો નહિં- તે યુવકની ઉમર લગભગ ૨૫ વર્ષથી ઓછી નહોતી. તેનું એકવડીયું શરીર, આંખ ઉંડી પેસી ગએલી, ફાટાં તુટાં કપડાં

અને હજામત વધી ગએલી હોવાથી તે કોઇ ઘણો દીન અને દુઃખી હોય તેમ પ્રતિત થતું. આપ કોણ છો? મેં તેના મો તરફ દ્રષ્ટિ કરી પુછ્યું "મારૂં નામ બળવંતપ્રસાદ છે, અને કુમારઅલીમાં રહું છુ "તમે મને ઓળખો છો?" "બંગ દેશમાં એવો કયો અભાગી હશે જે આપને નહિ ઓળખતો હોય. "તે યુવકે જરા હશી ઉતર આપ્યો." વારૂં તમારી શું ઇચ્છા છે?" "આપ ક્રૃપા કરી મારૂં નિવેદન સ્વીકારો તો મોટી ક્રૃપા થાય મારે ઘણી વાત આપને કહેવાની છે. અને એટલા માટે આ સાહસ કર્યું છે" 'એટલું બોલી તેણે મારા રૂમ તરફ દ્રષ્ટિ કરવા માંડી.

તે યુવકના બોલવાનો ભાવાર્થ મારા સમજવામાં આવી શકયો નહિ, તે શું કહેવા માગે છે તે જાણવાની મને અતિ જીજ્ઞાસા ઉત્પન થઇ અને મેં કહ્યું "તમારે જે કહેવું હોય તે ખુસીથી કહો."

"મહાશય જરા એકાન્ત સ્થાનમાં આવો તો વધુ સુગમતા થાય, આ સામે પધારો તો મોટી કૃપા !"

"ચાલો" કહી મેં આગળ ચલાવ્યું, તે પણ મારી પાછળ પાછળ ચાલવા લાગ્યો. સ્ટીમરની રેલીંગ પકડી હું ઉભો રહ્યો તે પણ મારી સામે ઉભો રહી મારૂં મ્હો નિહાળવા લાગ્યો.

તેના તરફ દ્રષ્ટિ કરતાં મને સમજાયું કે—ઉકત યુવક કોઇ ખાનદાન કુટુંબનો માણસ છે. અને દીનાવસ્થા આવી જવાથી. મુસીબતમાં મુઝાયલો છે. મારી પાસે કંઇ ધનની યાચનાની ઇચ્છા રાખે છે પણ બોલી શકતો નથી.

"આપને મેં દંડવત કર્યા એમાં આપને આશ્ચર્ય ઉપજ્યું ?"

"ના. પણ શા માટે કર્યા તે સમજાયું નહિ."

"આપ મારા પિતાશ્રી છો !"

એટલું સાંભળી મને અત્યંત હસવું આવ્યું અને પૂછ્યું એ કેવી રીતે."

મારા હસવા ઉપર તેણે બહુ સંકોચાઇ જવાબ આપ્યો— 'આપ મારા પિતાશ્રી છો કે કેમ તે હું નિશ્ચયપૂર્વક કહી શકતો નથી પણ આપનાં ધર્મપત્ની મારાં માતુશ્રી છે!" એટલું બોલી તે યુવક આકાશ તરફ જોવા લાગ્યો અને અસ્ત થએલ સૂર્યને હાથ જોડી કંઇ વિનવવા લાગ્યો.

તેને માટે ઉત્પન થએલા પ્રથમના વિચારો ફેરવાઇ ગયા અને મેં ધાર્યું કે તે કોઇ ગાંડો મનુષ્ય છે.

"આપને મારા બોલવાપર વિશ્વાસ નથી આવતો? આપ મને ગાંડો કે બેવકૂફ સમજો છો? હું સાચે સાચું કહું છું કે એ મારા માતુશ્રી છે! પરન્તુ આ જન્મનાં નહિ! આ પાંચ વર્ષથી હું ખાંસી (ક્ષય)ના રોગથી પિડાઉં છું. બી૦ એ૦ ના કલાશમાં અભ્યાસ કરતો હતો તે પણ એ વ્યાધિવસાત તજવો પડયો. ઘણા વૈદ્ય, ડૉકટરો અને હકીમોની દવા કરી પરંતુ વ્યાધિ કાબુમાં આવી શકયો નહી. હવે શરીરમાં જરા પણ તાકાદ કે લોહી રહ્યું નથી. ફકત હાડકાં સિવાય સર્વ નાશ પામ્યું છે. અને સંસાર યાત્રા પૂર્ણ થવાનો સમય આવી પહોંચ્યો છે. થોડા દિવસો પર જ્યારે હું દવાઓના રગડા પી કંટાલી ગયો ત્યારે ગામ બહાર લક્ષ્મી દેવીના દેવળમાં જઈ માતાની અતિ આરાધના કરી ઘણું રડયો કકળ્યો પરંતુ દેવીને દયા નજ આવી, ખાલી મૌખિકે આસ્વાસન પણ આપી શકયા નહી. હું નિરાશ થઇ ત્યાંથી મોડી રાત્રે ઘેર આવી સુઇ ગયો પરંતુ દેવીની આરધના વ્યર્થ કેમ જાય? નિદ્રાવસ

થયા બાદ મને સ્વપ્ન આવ્યું જેમાં દેવીએ આવી આપનું નામ દઈ કહ્યું કે તેમની સ્ત્રી તારી માતા છે. એક દિવસ તેં દારૂ પી તેમને બીભત્સ ગાળો ભાંડી હતી તેના અપરાધમાં આ ભયંકર દુઃખ તું ભોગવી રહયો છે. માટે હવે તું તેમની પાસે જા અને તેમના પગ ધોઇ ચરણામૃત પી એટલે આ તારો વ્યાધિ નષ્ટ થશે એટલું બોલી તેઓ અલોપ થઇ ગયાં.” એટલું બોલી તે મૌન રહ્યો.

“હવે આપની શું ઇચ્છા છે?” મેં પૂછ્યું.

તેણે બે હાથ જોડી કહ્યું આપને મારી સર્વ બિના નિવેદન કરી છતાં હવે મને “આપ” કહી શા માટે સંબોધો છો?

“આપ કયાં જાવ છો?”

“હાલમા તો હું દોલતપુર જતો હતો ત્યાં મારા મામા રહે છે. તેમને ત્યાં થઇ આપની તપાસમાં કલકતે જાત.’

“હું કલકતે રહું છું એમ આપે શાથી જાણ્યું!”

“તેણે ઘણા દુઃખિત સ્વરે કહ્યું–આપ હજી પણ મને “આપ” શા માટે કહો છો?

“કોઇએ પણ નહી. શું હું એટલું પણ નથી જાણતો કે આ વખતની કોંગ્રેસનું અધિવેશન કલકતામાં છે વળી હું એટલું પણ નહી જાણતો હઉં કે જે ઠેકાણે શ્રીયુત અતુલબેનજી ન હોય ત્યાં સ્વદેશહિતનું કાર્ય થઇ શકતું નથી. બંગદેશમાં, ... ... ... તેને બોલતો અટકાવી મેં કહ્યું;—“ઠીક થયું કે અહિયાં આપણી મુલાકાત થઇ. અને આપને વધુ મહેનત મટી.” મારાં “માતુશ્રી આપની સાથે છે?” તેણે ઘણી ઉત્કંઠાથી પ્રશ્ન કર્યો.

“હા, છે. તમને હમણાં ચરણામૃતની જરૂર છે?”

આજે મળતું હોય તો આવતી કાલ પર શા માટે રહું?”

"વારૂ ઉભા રહો. "એટલું કહી હું રૂમ તરફ ચાલ્યો, મને રૂમ બહાર આવે અડધો કલાક થઇ ગયો હતો. સ્ટીમરના શોખણુના પતરા પર મારા બુટના થતા અવાજે મારી સ્ત્રીની નિંદ્રાનો ભંગ કર્યો. તે એકદમ બેઠી થઇ બોલી;-આપ અત્યાર સુધી કયાં હતા ? હું તેની નજીક બેઠો અને હસતાં હસતાં બોલ્યો;—બહાર તારો એક છોકરો આવ્યો છે." એટલું કહેતાંજ કોણ જાણે કેમ મારા હ્રદયમાં અપૂર્વ વેદના થવા લાગી, તેમજ મારી સ્ત્રીના હ્રદયની પણ એજ હાલત હતી. આ ઘટનાની પૂર્વે દોઢ વર્ષ પર હમારો એક દીકરો આ સંસાર અને હમને તજી સ્વર્ગે સીધાવ્યો હતો. જેથી તે ઘા હમારા હ્રદયમાં પુનઃ તાજો થયો તેવી વાત કરવામાં હું પસ્તાયો અને મારી સ્ત્રીની આંખ માંથી અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. તેણે એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો અને બોલી;—આપ આ શું કહો છો ? "

તેના મનનું સાન્તવન કરવા મેં તેને મારા તરફ ખેંચી અને શું કહેવું તે ન સમજાવાથી કહ્યું કે; તમને એક દીકરો જલદીથી ઉત્પન થશે."

એટલું સાંભળતાંજ તેની બન્ને આંખોમાંથી અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. અને દોઢ વર્ષની વાત તેના હ્રદયમાં પુનઃપુનઃ ડંખવા લાગીં. મેં તેની એ અવસ્થા જોઇ બે હાથવતી તેને છાતી સાથે દબાવી તેના સુકોમળ મ્હોંપર ચુંબન કર્યું અને તેની સાથે મેં પણ આંસુ વહાવ્યાં અને વિચારવા લાગ્યો કે કેવી રીતે ઉક્ત વાત ને બદલી નાંખું. મેં તેને બહાર ખુલ્લી હવામાં ચાલવા કહ્યું તે ઉઠી અને બીજા રૂમમાં જઇ હાથ મ્હોં ધોઇ આવી અને હમો બન્ને જણુ રૂમ બહાર નીકળી છતપર આવ્યાં.

હમને જોઇ બળવંત ત્યાં આવ્યો અને બોલ્યો—શું આજ મારાં માતુશ્રી?" મારા પ્રત્યુત્તરની અપેક્ષા ન કરતાં તેણે મારી સ્ત્રીને દંડવત કર્યા."

મારી સ્ત્રી આશ્ચર્યતા સાથે મારા મ્હોં તરફ જોઇ રહી. મેં કહ્યું અંદર ચાલો એક વાત કહેવાની છે- એટલું સાંભળતાં બળવંત કંઇક અસંતુષ્ટ થયો. મેં તેને કહયું આપ અહીંજ ઉભા રહો.

બળવંત ત્યાંથી ખસી ગયો અને દુર જઇ ઉભો. રૂમમાં જઇ સર્વ વાત મેં મારી સ્ત્રીને કહી તે સાંભળી તેણે કહ્યું:— હું મારૂં પાદોદક કોઇને આપી શકીશ નહિ. મેં કહ્યું "એમાં તમને શું વાંધો છે?"

"ભલે મૂર્ખ યા મેંડ હોય! પરંતુ જો તેને પૂર્ણ શ્રદ્ધા હોય તો તેથી લાભ થાય. એવા મેં ઘણા 'દાખલા જોયા અને સાંભળ્યા છે."

"આપે શું જોયું છે? જન્મ-જન્માન્તરનાં માબાપ સ્વપ્નમાં જુવે અને તેમનું પાદોદક લેવા જતાં?"

"ના, તેમ નહિ, પણ દ્રઢ શ્રદ્ધા ફળીભુત થાય છે તે."

"જ્યારે તેને વિશ્વાસ છે તો ગોળીમાંથી થોડું પાણી લઇ તેને આપો અને કહો કે પાદોદક છે!"

"એથી શું લાભ છે, એ તો છળ કહેવાય." મારી અતિ હઠ જોઇ એક ચાના પ્યાલામાં પાણી લઇ મોજા ઉતારી હસતા તેણે પોતાના પગનો અંગુઠો તેમાં બોળ્યો અને તે પાણી મને આપ્યું. હું તે લઇ રૂમ બહાર નીકળ્યો.

( ૨ )

કોંગ્રેસનું અધિવેશન પુર્ણ થયું અને હું પુનઃ ઢાકા આવ્યો. એક દિવસ સંધ્યા સમયે ગારા દરવાજાપરનો પહેરેગીર ભૈયો હાથમાં સ્લેટ લઇ મારા રૂમ તરફ આવવા લાગ્યો. જે મહાશય પાસે વીઝીટીંગ કયાર્ડ નહોય તેમને માટે દરવાજાપર સ્લેટ રાખી હતી. તે સ્લેટમાં લખાઇ આવ્યું કે આપનો દર્શનાભિલાષી. બળવંતપ્રસાદ. એ મારાપરની ઘટના તાતકાળિક મારા સ્મરણમાં આવી શકી નહિ. મેં ધાર્યું કે કોઇ નવિન અશીલ હશે જેથી તેને અંદર દાખલ કરવા માટે મેં ભૈયાને આજ્ઞા આપી. બળવંતનું મ્હો જોવાથી પુર્વ ઘટના મારા સ્મરણમાં આવી. તેણે આવી મને બે હાથ જોડી નમસ્કાર કરી દંડવત કર્યો. મેં તેને પુછ્યું;–તબીયત કેમ છે ! કંઇ લાભ થયો ? દાદર ચડી માળપર આવેલો હોવાથી એકદમ તેનાથી બોલી શકાયું નહિ. બોલવાની શરૂઆત કરી અને બે શબ્દો બોલ્યો એટલામાં સખત ખાંસી ઉપડી આવી ને પોતાની છાતીએ હાથ દઇ જમીન પર બેસી ગયો. તે બાદ તેને મેં કહ્યું; "ભલા માણસ પાદોદકથી કંઇ વ્યાધી મટયો જાણ્યો છો કોઇ સારા ડોકટરની દવા કરો. મારૂં કપાળ કરૂં ! એટલું કહી પુનઃ ખાંસવા લાગ્યો. આજે મારે ત્યાં ડિનર પાર્ટી હતી. સાંજના સાડાસાતનો સમય થવા આવ્યો હતો, આમંત્રીત સ્નેહીઓ આવવા લાગ્યા હતા. તે વખતેજ બળવંત ત્યાં આવી બેઠેલો હતો જેથી તેને શીઘ્ર વિદાય કરવા માટે મેં કહ્યું. "લ્યો આ પાંચ રૂપીઆ કોઇ ડાકટરની દવા કરાવજો. અત્યારે હું ઘણા કામમાં છું જેથી વધુ વાતચીત કરી શકીશ નહિ. બળવંતે રૂપીઆ ખીસ્સામાં મુકી જવા માંડયું. બીજે દીવશે પ્રાતઃ કાળમાં ઉઠી હું મારા દિવાનખાનાની બારી આગળ બેઠો હતો. એટલે દરવાજાપર બળવંતને

ઉભેલો દીઠો તેને જોતાંજ મને જરા ક્રોધ ચડયો; ટપાલની સાથે તેના નામની ચીઠ્ઠી હતી. તેને અંદર આવવા આજ્ઞા આપી. તેણે આવતાંની સાથે ભક્તિભાવથી દંડવત કર્યાં અને કહ્યું,

"ગઇ કાલે આખી રાત્રી મને નિદ્રા આવી નહી. આપનો મારા પ્રત્યેનો અથાગ પ્રેમ જોઇ હું ચકિત બની ગયો છું. આપે મારી દવાને માટે આપેલા પાંચ રૂપીઆ આપ પાછા લ્યો. એટલું બોલી તેણે પાંચ રૂપીઆ મારા ટેબલ પર મુકી દીધા.

" નહી–નહી એ રૂપીઆ પાછા મૂકવાની જરૂર નથી. તે મેં તમારી ચિકિત્સા માટે આપેલા છે. "

" મહાશય ડોકટરો કરતા દૈવીશકિતપર મને ઘણી શ્રદ્ધા છે તો વ્યર્થ પ્રયત્ન શા માટે કરૂં. મારો હાર્દિક દ્રઢ વિશ્વાસ છે કે–જો મારી માતાનું નિયમિત બે વખત ચર્ણામૃત પીવાય અને બે વખત તેમના દર્શનનો સાક્ષાત લાભ મળે તો મારો વ્યાધિ એકદમ કાબુમાં આવી જાય નહી તો આ વખતે મારો પ્રાણ ટકવો મુસીબત છે. " એટલું બોલતા તેની આંખમાં આંસું ભરાઇ આવ્યાં.

# ગ્રાહકોને એક સુચના.

કંઈક કાર્ય પ્રસંગે આ પુષ્પની વાર્તાના લેખકને અચાનક બહારગામ જવાનું થવાથી આ પુષ્પમાં માત્ર વાર્તાનો ટુંક ભાગ મૂકવો પડયો છે તે માટે ક્ષમા યાચના છે. દ્વિતિય પુષ્પ જલદી પ્રગટ કરવાની ઉતાવળને લીધેજ આમ કરવું પડયું છે. તૃતિય પુષ્પનું કદ વધારી આ પુષ્પનો બાકીનો ભાગ તેમાં મુકવામાં આવશે એટલે તૃતિય પુષ્પનું કદ આ પુષ્પ કરતાં ડબલ થશે. " **પ્રયોજક.** "

---

---


પ્રસિદ્ધ કર્તા-ચંપકલાલ ગીરધરલાલ જરીવાલા.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું-**બેગમપુરા—સુરત.**

**સુરત**-ખપાટીઆ ચકલા, તાસવાળાની પોળ, લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા "**જૈન વિજય**" પ્રિન્ટીંગ પ્રેસમાં **મુળચંદદાસ કસનદાસ** કાપડિયાએ છાપ્યું.